કચન્દ્ર નાગર દ્વિવેદીકૃત પુસ્તકમાળા ગ્રંથ ૨.

( ન્હાનાં પુસ્તકો. )

# સ્વધર્મ-સંગીત

અથવા

## કર્ત્તવ્યભાનની કવિતા.

( સ્વદેશસેવાનાં સૂત્રકાવ્ય. )

---

" શું આર્યસુત ન હૃદયમાં પ્રીતિ પ્રભુતા–સ્થાપશે ?
ચૈતન્ય આર્યસ્વરૂપનું શું નહિ હવે જાગૃત થશે ? "

લેખક:–
ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.
અમદાવાદ.

કિંમત રૂ. ૦–૪–૦.

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદીકૃત પુસ્તકમાળા ગ્રંથ ૨.

# સ્વધર્મ-સંગીત

અથવા

# કર્તવ્યભાનની કવિતા.

લેખક અને પ્રકાશકઃ-

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**

નારદીપુર-(ઉ. ગુજરાત.)

હાલમાં **અમદાવાદ.**

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

**કિંમત ૦-૪-૦, ચાર આના.**

# ભૂમિકા.

જે કાવ્યોના વાંચન અને મનનથી જનસમાજને કર્તવ્યકાર્યનું ભાન થાય, એવાં કાવ્યપુસ્તકોની ગુજરાતને અત્યંત આવશ્યકતા છે. આ લેખકે આ દિશામાં કંઇક નમ્ર પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન જો ગુજરાતને ઉપયોગી નીવડશે તો હું કૃતાર્થ થઇશ.


સંવત ૧૯૭૬. | લી. સેવક,

**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**

વિજયાદશમી. | **નારદીપુર**, ( ઉ. ગુજરાત ).

હાલમાં **અમદાવાદ.**


---

# સમર્પણ.

પૂજ્ય શેઠશ્રી,

**મોહનલાલ અમૃતલાલ મહેતા,**

અમદાવાદ.

એજન્ટ,

શ્રી કલોલ કૉટન મીલ્સ કંપની લીમીટેડ.

કલોલ—( ઉ. ગુજરાત ).

આપશ્રી એક બાહોશ અને પ્રતિષ્ટિત વ્યાપારી હોવા ઉપરાંત દેશહિત સુધારણાના પ્રશ્નોમાં અત્યંત ઉત્સાહ ધરાવો છો, એ સદ્‌ગુણોથી આકર્ષાઇને મ્હારૂં આ એક ન્હાનકડું દ્વિતીય પુસ્તક આપશ્રીને નમ્રતાપૂર્વક સપ્રેમ સમર્પણ કરૂં છું તો તે સ્વીકારી આ લેખકને કૃતાર્થ કરશો એવી આશા છે.

| | |
|---|---|
| અમદાવાદ. | લી૦ સેવક, |
| તા. ૨૨–૧૦–૨૦. | **ચાતકચન્દ્ર નાગર દ્વિવેદીના** |
| સંવત ૧૯૭૬. | સવિનય પ્રણામ. |
| વિજયાદશમી. | |

# સ્વધર્મસંગીત

અથવા

# કર્તવ્યભાનની કવિતા.



## આકાંક્ષા-આશ્વાસન.

( ૧ )

ભારત ! તુજ ભવિષ્ય સુધરશે, નીતિના બળમાં
અધિક ઐક્યતા રાષ્ટ્ર હૃદયની વૃદ્ધિ પામશે તનમાં—
કુદરત કંઇક કૃપા પણ કરશે મધુરતા જે મનમાં
ડૂબેલું તરવાને માટે ધૈર્ય ધાર-ધર કરમાં—
વૃદ્ધિ પામતું વીર્ય જીવનનું સુમન સ્નેહનું દેશે
જીવન-યોગ જીરવાશે જ્યારે પુનિત આર્યતા વ્હેશે—
અધિક ભાવમાં અધિક ઐક્યતા રસિક ધર્મ ખીલવશે
બુદ્ધિવાદનું ભવિષ્ય ઉજળું સંપત્તિ-સુખ સૌ દેશે—
ભારત ! તુજ ભવિષ્ય સુધરશે નીતિના બળમાં
જ્ઞાન-ભાનમાં ભક્તિ ઠરતાં મર્મ વિકાસે તનમાં—
તુજ સ્વરૂપને માટે જ્યારે ત્હારો પ્રેમ વધે છે
ત્યારે ત્હારાં ભ્રષ્ટ થયેલાં બળ સહુ રૂપ ધરે છે—

ભારત ! તુજ ભવિષ્ય સુધરશે નીતિના બળમાં
અધિક ઐકયતા રાષ્ટ હૃદયની વૃદ્ધિ પામશે તનમાં—

---

( ૨ )

જાગતાં ભારતનાં સંતાન, સમજશે-સાચવશે નિજ માન,
સમજશે-સાચવશે એ માન, આર્યનું ઉત્તમ જે અભિમાન—
જાગતાં૦

શુદ્ધ ભાવના કાર્ય ભાનની ઉત્પન્ન થાશે જ્યારે (૨)
નીચ સ્વાર્થનો ધ્વંસ થવાથી ઐકય પામશે ત્યારે (૨)
જાગતાં ભારતનાં સંતાન, સમજશે-સાચવશે નિજ માન
સમજશે-સાચવશે એ માન, આર્યનું ઉત્તમ જે અભિમાન
મોહજાળ-ભ્રમણામાં પડતાં ભૂલ્યા જેઓ ભાન (૨)
ધર્મ-મર્મ પર મોહ ધરીને શોભવશે નિજ સ્થાન (૨)
જાગતાં ભારતનાં સંતાન, સમજશે-સાચવશે નિજ માન
સમજશે-સાચવશે એ માન, આર્યનું ઉત્તમ જે અભિમાન
જાગતાં૦

---

ગઝલ.

( ૩ )

( શું થાય છે ? )

અમ્હારા દેશમાં આજે, સ્ફુરે છે સત્યની સત્તા,
અમ્હારાં બંધનો એ કાપશે, સ્ફુરતી રૂહી સત્તા. ૧

ઘણું ઉંઘ્યા પછી જાગી જુવે જે કાર્ય જીવનનું,
અમોલું સત્ય એ પામી ધરે છે કાર્ય પર સત્તા. ૨

( શું કરીશું ? )

જગવશું ઉંઘતી આંખો,
દીપવશું આર્યનો મહિમા;
ધરીશું ધર્મપર પ્રીતિ,
અમ્હારા હક્ક ભોગવવા. ૩

( શું થઇ ગયું ? )

અમ્હારી જીંદગી એ ઉંઘમાં બેહાલ થઇ ગઇ છે,
અમ્હારા ધર્મની વીણા વળી બેસુર થઇ રૂહી છે. ૪

લૂંટાયો લાભ જીવનનો,
લૂંટાયા હક્ક જીવનના;
અમ્હારા કાર્યની સ્ફુર્ત્તિ,
બહુ નિસ્તેજ થઇ ગઇ છે. ૫

અમ્હારી ઉંઘ પણ જાણે ન જાદુ કોઇએ કીધું,
અહો ! ના હોય એવી રીતથી લંબાતી રૂહી ગઇ છે. ૬
અમ્હારી આર્યબુદ્ધિમાં સીંચાયા ભ્રષ્ટ વિચારો,
અને એ મૂર્ખતામાં માત્ર ગુલામી રૂહી ગઇ છે. ૭

---

## આર્ય કોણ ?

( ૪ )

છે આર્ય તે જે પાપમાં પગલાં કદી ભરતો નથી,
છે આર્ય તે જે નિયમ નીતિનો કદી ત્યજતો નથી;
છે આર્ય તે જે ધર્મને ધારી રૂહે-જાગી રૂહે,
છે આર્ય તે જે હક્ક પોતાના નિરંતર સાચવે. ૧

છે આર્ય તે જે ખોટી રૂઢીમાં કદી રમતો નથી,
છે આર્ય તે જે શ્રેયનો રસ્તો કદી ભૂલતો નથી;
છે આર્ય તે જે દેશ માટે દેહ પણ હોમી શકે,
છે આર્ય તે જે દેશ સાથે ઐક્ય સાચું સાચવે. ૨

---

## ગુરૂને !

ગઝલ

( ૫ )

અમ્હારાં પાપ નિવારો, અમ્હારી જીંદગી તારો,
અમ્હારી દુષ્ટ બુદ્ધિમાં ત્હમારી ચેતના સ્થાપો. ૧
અમ્હે પાપી ત્હમારા આશ્રયે આવી રૂહ્યા ઉભા,
અમ્હારાં બંધનો કાપો, અમ્હારાં ઇષ્ટ સહુ આપો. ૨
ત્હમારી જ્ઞાન-વીણામાં અમ્હારી ચેતના જાગે,
અમોહી લ્હાણુ એ દઈને અમ્હારાં સંકટો કાપો. ૩
અમ્હારા આર્યજીવનના સિદ્ધાંતો સર્વ સમજાવો,
પડયા જંજાળમાં-એ આપદામાંથી બચાવી લ્યો. ૪

અમીભર આપની દ્રષ્ટિ અમ્હોને મુક્ત કરી દેશે,
કૃપાળુ થઈ દયા દીનસેવકો પર આપ વરસાવો. ૫

---

## પ્રાર્થના.

( ૬ )

જડ જીવનમાં ફરી સ્ફુરાવો
ચેતનનો ચમકાર
જ્ઞાનની સુધા અપરંપાર–જડ૦
પ્રેમ–ઐક્યનું ભાન જગાવો (૨)
સત્ય–માર્ગના પાઠ શીખાવો (૨)
જગત્‌ને દો સાચો આરામ
પિતાજી ! દો સાચો આરામ–જડ૦
બુદ્ધિવાદમાં વધે સુનીતિ (૨)
ટળે ત્રાસને ઘટે અનીતિ (૨)
કરો આટલું કામ
પિતાજી ! કરો આટલું કામ–જડ૦
ગૃહ જીવનમાં વધે ઐક્યતા (૨)
પતિ–પત્નીની સમાન સત્તા (૨)
સર્વમાં સ્ફુરે કાર્યનું ભાન
પિતાજી ! અમ્હને દો એ જ્ઞાન–જડ૦
મનથી નિરોગી–શરીરે નિરોગી (૨)

ચિત્ત નિરોગી-મનોબળ યોગી (૨)
સર્વમાં ઉત્તમ સ્વાસ્થ્ય અપાર
પિતાજી ! એવી તો દો લ્હાણુ-જડ૦

---

( ૭ )

નીતિ મહિં પ્રીતિ નથી, જે દેહને ને દેશને
કર્તવ્યનું પણ ભાન નહિં, જે દેહને ને દેશને
રસધર્મ ઐક્ય સ્વભાવસિદ્ધિ, સાધ્ય કરવા ના મથે
ઉદ્ધાર એજ સમાજનો કે જીવનનો ના થઈ શકે. ૧

મુક્તિની યુક્તિ છે અમૂક સમાજની આવી રીતે
"કે નીતિ ધર્મ પવિત્ર જ્હેનાં તે બધી રીતે જીતે"
રસબુદ્ધિ-શુદ્ધિ પરત્વે જ્હેણે સ્નેહ કંઇ રાખ્યો નથી
તે મૂર્ખ માત્ર સમાજ-જીવન, ત્રાસયુક્ત રૂહે રડી. ૨

અજ્ઞાની કોઈ સમાજ ના, રસધર્મને જોઇ શકે
અજ્ઞાની કોઇ સમાજ ના, કર્તવ્ય કર્મ કરી શકે
અજ્ઞાની કોઇ સમાજ ના, રસસ્વાર્થને સાધી શકે
અજ્ઞાની કોઇ સમાજ ના, ઉન્નતિ કદી પામી શકે. ૩

અજ્ઞાની કોઇ સમાજ ના સુખસ્થાનમાં આવી શકે
અજ્ઞાની કોઈ સમાજ ના ઇચ્છા મહિં ફાવી શકે
અજ્ઞાની કોઈ સમાજ પામે માન ના સંસારમાં
અજ્ઞાની કોઇ સમાજ ના જીતી શકે વ્યવહારમાં. ૪

અજ્ઞાન એ છે શ્રાપ એનો ત્રાસ કંઇ ઓછો નથી
અજ્ઞાન એ છે પાપ એનું દુઃખ કંઈ થોડું નથી
અજ્ઞાન, ઐક્ય-વિમુક્તિના વેદાન્તથી વિમુખ છે
અજ્ઞાન એજ અશાન્તિ, એનો જુલ્મ મ્હોટું દુઃખ છે. ૫

અજ્ઞાન એજ અધોગતિ, એ સત્ય મ્હોટું સત્ય છે
અજ્ઞાનથી ઉત્તમ જીવનનો લય અરેરે ! થાય છે
અજ્ઞાનથી જે આર્ય ત્હેનો ધર્મ નીચો થઈ જતો
ને મૂર્ખ કોઇ સમાજ એના યોગથી રડતો થતો. ૬

જે દેશનું જીવન થતું પરિમિત એના સ્વાર્થથી
જે સ્વાર્થ કંઇ અજ્ઞાન મ્હોટું સ્વત્વ-સ્નેહ અભાવથી
કર્તવ્યની ગણુના વિના ગતિ-ધર્મ નીચો થઈ જતો
એ માર્ગપર ડૂબ્યો અરેરે ! દેશ દુઃખી માનવો. ૭

ઉત્ક્રાન્તિનો નિયમ બધો અજ્ઞાનથી બદલાય છે
ને સ્વાર્થ એવા માનવોનો માત્ર નીચો થાય છે
ને પ્રેયનો કંઇ પુનિત રસ્તો દ્રષ્ટિથી દૂરજ થતો
ને જે પદાર્થ ન પ્રાપ્ત કરવો યોગ્ય, એને પામતો. ૮

સંસારનો જે સ્વાર્થ માનવબુદ્ધિને મળતો રહે
તે સ્વાર્થ માટે સર્વ દેશ સમાજ કંઇ મથતા રહે
ફાવી શકે છે સુજ્ઞ કોઈ સમાજ એવા યત્નમાં
છે શ્રેષ્ટ બળ ધારી સમાજ ઉત્તમ અનુભવ પામવા. ૯

છે શક્તિ ઇશ્વરદત્ત નિરંતર શ્રેષ્ટને ઉંચે જવા
સંસારમાં તો સર્વ કોઇ સમાજને સુખી થવા

સદુપયોગ શક્તિનો કરેને માર્ગમાં વધતો રૂહે
પામી શકે તે ઇષ્ટ ને બીજા બધા રડતા રૂહે ૧૦

કર્ત્તવ્યના આદેશથી કર્ત્તવ્ય કંઇ સમજાય છે
કર્ત્તવ્યના મંતવ્યથી કંઈ માન મ્હોટું થાય છે
છે પ્રિય જ્હેને જીંદગી તે ધર્મને પ્રિયત્તમ ગણે
ને ધર્મને અંગે રૂહેલાં કર્મ સૌ પૂરાં કરે ૧૧

શોધી શકે ના સ્વાર્થ જે સંસારમાં સાધનવડે
નિર્માલ્ય ત્હેની જીંદગી ત્હેને બધી ભારે પડે
ને તે રડે-રોતો હૃદયથી જીંદગી પૂરી કરે
એવા મનુષ્યનો જન્મ વ્યર્થ જતો બધો કંઇ આખરે. ૧૨

સાચું સ્વરૂપ સધાય છે અજ્ઞાન જ્યાં ઉડી જતું
ને એ પથે રસધર્મનું જીવન બધું ઊભું થતું
ને સ્વત્વ સાધનનો સુધારો સિદ્ધિ સાચી અર્પતો
ને યોગ એ અનુભવવડે સાચું સ્વરૂપ બતાવતો. ૧૩

અજ્ઞાનથી ઉત્તમ મનુષ્ય સ્વરૂપ નીચું થાય છે
ને દુષ્ટ ત્હેનાં આવરણોમાં અહિં તહિં ભટકાય છે
પામી શકે ના સ્થાન એના ધર્મનું કે કર્મનું
એનું મહત્વ મનાય ના મનથી કદી મૂળ મર્મનું. ૧૪

જીવન નથી પરિમિત એવો ખ્યાલ એને થાય છે
જે સુજ્ઞ કોઇ પુરૂષ સાચા ધર્મને કંઈ ચ્હાય છે
અજ્ઞાનથી જે ઐક્ય રાખી દુષ્ટતામાં પરવરે
એની અધિક અધોગતિ એને નિરંતર ત્રાસ દે. ૧૫

મોહે જે મૂર્ખ મનુષ્ય ખોટા સ્વાર્થમાં–અજ્ઞાનમાં
આવી શકે ના એ કદી રસજાગૃતિના ભાનમાં
એતો અનુપમ શાન્ત સ્થિતિથી ઘણો દૂર જાય છે
ને આખરે અધિકારથી કંઇ ચ્યુત થઇ પસ્તાય છે ૧૬

નિઃસર્ગને નમતાં મનુષ્ય, મનુષ્યરૂપ રૂહે બની
નિઃસર્ગનો જે ન્યાય ત્હેનું જ્ઞાન છે સાચું અમી
નિઃસર્ગની નીતિ પરત્વે સ્નેહ જે કરતું રૂહે
પામે મધુર રસિક સાચી શાન્તિ એને આશ્રયે ૧૭

નિઃસર્ગ નીતિથી રૂહે જે દૂર તે પાપી પૂરો
જ્ઞાની ન થાય, વધી શકે ના, હાલ એનો છે ભૂંડો
અંતર્ હૃદયના ઐક્યનું એ સ્વપ્ન ના પામી શકે
ના જીંદગીનો સ્વાદ મીઠો એ કદી જાણી શકે ૧૮

કરતાં કૃત્તિ, કુદરત પ્રતિકુળ, સુખ સાધ્ય થતું નથી
ને જીંદગીનું શ્રેય સાચું પ્રાપ્ત એ પદપર નથી
આશા અને અંતર્ વિકલ્પન ના ફલીભૂત થાય છે
ને મૂર્ખ એ માનવ નિરંતર સર્વથા લૂંટાય છે. ૧૯

નિઃસર્ગનો છે ન્યાય, સાચો ન્યાય, મ્હોટો સર્વથા
છે શ્રેષ્ટ એનો માર્ગ, એનું સત્ત્વ ઉત્તમ સર્વદા
એની કળા છે કાવ્ય શ્રી પરમાત્મનું પ્રીતિ ભર્યું
એનો પ્રવાહ વિશાલ, એનું તેજ છે નીતિ ભર્યું. ૨૦

નિઃસર્ગનો જે ન્યાય તે છે શ્રેય આ સંસારનું
છે ઐકય એનું યોગ્યતા અવતારના વ્યવહારનું

જીવન પરત્વે ધર્મ એનો જીંદગી તારી શકે
જે દેહ-દેશ સમાજ ત્હેને વંદશે તે પામશે. ૨૧

છે નીતિ એ અદ્‌ભૂત પ્રીતિ-યોગ્યતા પરમાત્મની
કલ્યાણકર એ માર્ગ છે કંઈ સ્વાર્થ સાચો સર્વથી
ને સ્વપ્ન સમ જીવન થતું સાચું સુધાના યોગથી
ને પ્રાપ્ત થાય પ્રભૂત્વ જીવન માત્ર એના ભોગથી. ૨૨

નીતિજ્ઞ નરને દેશમાટે પ્રેમ સાચો હોય છે
તો ન્યાયને અંગે રૂહી તે દેશને કંઈ સ્હાય છે
ને દેશ માટે દેહને હોમી કંઈ ઉંચે જતો
તે સુજ્ઞ એક પુરૂષ સાચો સ્વાર્થ એથી સાધતો. ૨૩

કલ્યાણકર પ્રીતિ વિના કલ્યાણ કોનું થાય છે ?
ને નીતિની આરાધના એ શ્રેયનો ઉપાય છે !
જે દેશ માટે દેહ દેવા કંઈ દયાળુ થઈ રૂહે
તે પુનિત એક પુરૂષ સાચો સ્વાર્થ સૌનો સાચવે. ૨૪

આદેશ અંતરનો અનુભવથી હજૂ ઉંચો ઘણો
પરિમિત છે ન વિશાલ એનું વિશ્વ એવું દેખતો
હું હૃદયબળથી હૃદય રસ્તે કર્મ કરવા જાઉં છું
ને દેશસેવાનો અનુપમ માર્ગ એમાં ન્હાઉં છું. ૨૫

દીન-દેશની સ્થિતિ બનાવે દીન મ્હારા હૃદયને
ને એ હૃદયમાંથી હૃદયનો હર્ષ હાય ! બધો હરે
ને દુઃખમય એ દૃશ્ય મ્હારાં નયન આંસુથી ભરે
કે હું હજૂ અસ્તિત્વમાં પણ દેશ આ શાને રડે ? ૨૬

ના સ્વાર્થ પૂર્ણ સધાય કંઇ પરમાર્થ-પ્રીતિનાં વિના
કલ્યાણકર જે સ્વાર્થ જ્હેમાં જીંદગી દીપે સદા
ને જે પથે જે યોગ્યતાનો સ્વાદ સત્ય જણાય છે
માનવ-મનુષ્ય બને મહાન્ પરમાર્થ-પ્રીતિઆશ્રયે ૨૭

"આ મ્હારૂં છે" એ ભાવનાનો ભોગ હાનિકર સદા
જો ભાવનામાં દેશપ્રીતિ હોય ના સાચી કદા
જે દેશ માટે દુઃખ વેઠે સુખ તે પામી શકે
રે ! અન્યને દેવું કંઇ તે પ્રાપ્ત કરવા આખરે ૨૮

હોમું હૃદય જો દેશ માટે દેશને પામી શકું
હોમું જીવન જો દેશ માટે દેશને જાણી શકું
હોમું શરીર-સુબુદ્ધિ-શક્તિ માત્ર એના આશ્રયે
પામું પ્રભૂત્વ પદાર્થનું-પરમાર્થનું એ પદ પરે. ૨૯

મુજ સ્વાર્થની ચિંતા વૃથા મ્હારે હવે કરવી નથી
મુજ દેહની પરવા હવે મ્હારે હવે કરવી નથી
હોમીશ હું હરિ-હર થઈ મ્હારી કૃત્તિ-મ્હારી વૃત્તિ
પામીશ મ્હારૂં પૂન્ય એવા યોગથી ને ભોગથી. ૩૦

મુજ સ્વાર્થની સિદ્ધિ મ્હને એ માર્ગમાં દેખાય છે
મ્હારૂં હૃદય, મ્હારા હૃદયનો સ્વાર્થ જોવા જાય છે
કર્ત્તવ્યનું મંતવ્ય મ્હારા માર્ગમાં પોષાય છે
ને દુષ્ટ બુદ્ધિનો નિરંતર લય સદંતર થાય છે. ૩૧

જ્યાં સુધી મનની મૂર્ખતાનું વલણ દૂર થતું નથી
ત્યાં સુધી શુદ્ધ સ્વરૂપ માનવનું પવિત્ર થતું નથી

ને ત્યાં સુધી તે નહિ કદી કર્ત્તવ્ય કંઇ સમજી શકે
એળે જીવન કદી જાય તોયે તે નહિ દીલથી રડે ! ૩૨

જે મૂર્ખતાના મોહથી મન-બુદ્ધિથી જુદો રૂહે
જાણી શકાય ન જીંદગી જે વલણુથી ત્હેમાં વહે
આદેશ અંતરૂનો અનુભવથી ન જે ઉંચો ગણે
શો સ્વાર્થ એવા હૃદયનો સંસારમાં પૂરો થશે ? ૩૩

હાથે કરી હેરાન આ સંસાર સઘળો થાય છે
કારણુ મનુષ્યની મૂર્ખતા એ ત્રાસનો વ્યવહાર છે
આંખોવડે દુનિયા ન જુવે આંધળો થઇ એકલો
એનો ફૂજેતો સર્વથા સંસારમાં દુઃખમય થતો. ૩૪

આશાવડે ઉન્નતિ રચે છે વિશ્વ સઘળું વેદથી
સાચું સ્વરૂપ છૂપાય છે અંતરૂ હૃદયના ખેદથી
બળ બુદ્ધિનો ઉત્તમ પ્રકાશ મનુષ્યને મ્હોટો કરે
ત્હેને ત્યજાય તો હાલ એના થાય શા અવનિપરે ? ૩૫

જ્યાં સુધી જીવનની પરિસ્થિતિ પ્રભૂતામય નથી
ત્યાં સુધી સાચી યોગ્યતાનો ઉદય તો કંઇ થાય નહિ.
દીલ દર્દથી હેરાન થઇ દુનિયા બધી ખારી ગણે
ત્હેવો મનુષ્ય ન કામ કંઈ સંસારમાં સાધી શકે ૩૬



## આર્યપ્રતિજ્ઞા.

( ૮ )

"મ્હને સ્મરણમાં છે કેઃ—

હું ધર્મથી ચાલીશ.
કર્ત્તવ્ય કર્મથી ચલિત થઇશ નહિ.
સત્યાસત્યનો નિર્ણય કરીશ.
જે સત્ય ત્હેને અનુસરીશ.
હૃદયને પવિત્ર અને પ્રેમાળ રાખીશ,
બુદ્ધિને સતેજ અને નમ્ર કરીશ.
વિચારથી ઉદાત્ત રહીશ.
આચારથી પવિત્ર રહીશ.
મ્હારા સ્વાર્થની સાથે જનસમાજનું કલ્યાણ વિચારીશ.
કોઈનું હૃદય દુભવીશ નહિ.
કોઇને ઠગીશ નહિ.
મ્હારા ભાઇઓના કલ્યાણની ખાતર મ્હારાં મન, તન,
અને ધન અર્પણ કરીશ.
મુક્તિ અને જીવનનું વાસ્તવિક રહસ્ય સમજીશ.
અપકારનો બદલો ઉપકારથી વાળીશ.
વૈરનો બદલો ક્ષમાથી વાળીશ.
જુલમનો બદલો દયાથી વાળીશ.
સહનશિલતાને મારૂં આભુષણ બનાવીશ.
કોઈને ભય, ત્રાસ કે કલેશનું કારણ થઇશ નહિ.

એવા પવિત્ર કરારો મ્હેં ઇશ્વર સાથે કરેલા છે અને એ કરારો પ્રમાણે વર્ત્તવા હું હમેશાં સાવચેત રહું છું."

---

( ૯ )

જીવનમાં પ્રકટાવો આવેશ
સમજવા સેવાનો આદેશ—જીવનમાં૦
કટિબદ્ધ થઈ કર્મ કરે જે ધરી જીવનનો મર્મ
કર્મ-ધર્મથી ઇચ્છિત પામે "કાર્ય, આર્યનું સ્વર્ગ"
ધર્મ એ જીવનનો ઉદ્દેશ—સમજવા૦
ઉદ્ધાર કરવો અન્યનો એના સમી સેવા નથી
ઉદ્ધાર કરતાં અન્યનો ઉદ્ધાર પોતાનો થતો
કંઇ અન્યને દેવું બધું એ પ્રાપ્ત કરવા આખરે
મંળતું ન દીધું એટલું પણ સોગણું એથી મળે.
સમજવાં સત્ય નિરંતર એજ—સમજવા૦
આર્ય નામને તે સાચવશે
આર્ય-કાર્યને સમજી લેશે
ધરી અંતરમાં ધ્યાન સુધાનું દેશે મન-ધન-પ્રાણ
દીપવશે દુનિયામાં જ્યોતિ નિજ જીવનનું નામ
ધરો બસ એજ ભાવપર વેશ—સમજવા૦
ગત જીવનનું ગૌરવ ધારો
પ્રાપ્ત જીવનમાં પ્રેમ વધારો
ભવિષ્યનો ભય દૂર કરવાને કરો આત્મકલ્યાણ

આજ પ્રેરણા વેદ અને વેદાન્ત તણી હયો ધ્યાન
હવે તો ઉદ્ધારો નિજ દેશ—સમજવા૦

જીવનમાં પ્રકટાવો આવેશ
સમજવા સેવાનો આદેશ—જીવનમાં૦

---

## પ્રભુ પ્રતિ—

( ૧૦ )

પ્રભૂ ! ભારતને હવે મુક્ત કરો
પ્રભૂ ! ભારતનાં દુઃખ ત્રાસ હરો—પ્રભૂ૦ ૧
પ્રભૂ ! ભારતમાં હવે ભાન વધો
પ્રભૂ ! ભારતનાં દુઃખ ત્રાસ ઘટો—પ્રભૂ૦ ૨
પ્રકટો પ્રભૂતા-વધો ઐક્ય બધાં
ક્રૂર બંધન આર્ય તણાં તૂટવા
પ્રભૂ ! ભારતપર અમીદ્રષ્ટિ કરો—પ્રભુ૦ ૩
ખીલવો-દીપવો પ્રભૂ! પૂન્ય-જીવન
કરો નાથ ! નિરોગી હવે મન-તન
હવે જ્યોતિ અનેરી પ્રભૂ ! ઝગવો—પ્રભૂ૦ ૪

---

## ગઝલ.

( ૧૧ )

નથી હદી અમ્હારો દેશ, કંઈ હદે રીબાવાને
નથી નામર્દ અમ્હારો દેશ, કંઇ બેહાલ રે'વાને ૧

નથી કંઈ આંધળી આંખો અમ્હારા દેશની કે એ
ખરૂં ખોટું ન જાણી તે શકે કંઇ કાર્ય કરવાને   ૨
નથી કંઈ આંખ મીંચાઈ અમ્હારી ભારતીઓની
અજાયબ સ્વપ્ન ભ્રમણામાં પડયા રે' મૂર્ખ ઠરવાને   ૩
નથી કંઇ જ્ઞાનનું ગૌરવ અમ્હારા દેશનું ડુબ્યું
ધરે ના ધર્મપર પ્રીતિ વિજયનો માર્ગ વરવાને   ૪
નથી જડતા ભરાઇ કે સહે અન્યાય બીજાના
મુંગે મ્હોંએ-મથે ના શું કંઈ ફરીયાદ કરવાને ?   ૫

---

## પ્રેરણા.

( ૧૯ )

કવિ હોય તો તું કર કવિતા શ્રી પ્રભૂના નામની
એના પવિત્ર પ્રકાશની-એના પવિત્ર વિલાસની
સિદ્ધાંત સાચા ધર્મના-નિઃસર્ગના સમજાવ તું
જેથી પ્રભૂનાં બાળકો-તુજ બંધુઓ વિકસે બહુ   ૧
તુજ જ્ઞાનનું ગૌરવ અમીમય દેશને ઉદ્ધારશે
ને સર્વથા તુજ હૃદયના રસરાજ્યની સેવા થશે
રેડાય ત્હારૂં હૃદય જેહમાં-આત્મજ્યોતિ યોગ્યતા
એવાં અનુપમ કાવ્ય ત્હારાં પ્રકટશે એ દેશમાં   ૨
તું હોય લેખક તો લખી લે તે કૃત્તિ પરમાત્મની
સિદ્ધાંતનું શોધન કરી શોભાવ ત્હારી જીંદગી
ઉત્તમ અનુભવ ઐક્યતાનો-યોગ્યતાનો પામ તું
ને રેડ ત્હારૂં હૃદય ત્હારા દેશને માટે બધું   ૩

તું હોય સાધુ તો સઘનતા સાધી લે તૂજ સ્વાર્થની
સમજાવ આ સંસારને પરમાર્થ પ્રીતિ આત્મની
નીતિ–વિવેક વિચારનું સાચું વલણુ સમજાવતો
તું દેશ–ઉદ્ધારક થજે તૂજ બંધુઓને તારતો ૪

તું હોય કારીગર કરી લે કામ ત્હારૂં આદર્યું
સંસારને અનુકુળ થાય પદાર્થ એવા શોધ તું
વિજ્ઞાનની વિદ્યાવડે તું દેશને ઉદ્ધારજે
તૂજ સ્વાર્થ સાથે સ્વાર્થ ત્હારા દેશનો વિચારજે ૫

ત્હારૂં શરીર સશક્ત હોય અમી ભરેલું આખરે
તો દેશ માટે દેહ ત્હારો અર્પજે ઉભો થજે
જ્યાં જરૂર ત્હારી હોય ત્યાં તું એકદમ હોંસે જજે
ને દેશનું કલ્યાણુ કરવા સ્વાર્થ ત્હારો હોમજે. ૬

મનથી મનુષ્ય સમાજનું કલ્યાણુ જે ન કરી શકે
તે માત્ર તનના હોમથી સ્હાયક સમાજને થાય છે
છે દેશ સેવાના વિધિ લાખો અને લાખો રીતે
રે! માત્ર એની ભાવના પ્રકટી શકે તો સર્વ છે ૭

તું રાજ્યદ્ધારી હોય તો કંઈ રાજ્ય નીતિ આશ્રયે
કલ્યાણુ તારા દેશનું તું હોંસથી કરતો જજે
પરમાર્થ પ્રીતિ આશ્રયે તું સ્વાર્થ ત્હારો સાધજે
ને દેશ સિદ્ધિનું અનુપમ સૂત્ર તું સમજી જજે ૮

વિજ્ઞાનની વિદ્યા વડે વિજ્ઞાનને શોભાવજે
ને તત્ત્વજ્ઞાન ગહન તે પ્રતિ તત્ત્વ ત્હારૂં સાધજે

કંઈ સ્વત્વ બળથી શીખજે સંસારની સિદ્ધિ બધી
જે ના કરે તે છે બધું ઓછું જગતમાં સર્વથી ૭

---

## નિશ્ચય !

( ૧૩ )

મુજ જીંદગી મ્હારે અચેતન ભાવથી ભરવી નથી!
મ્હારૂં હૃદય મ્હારે અનિષ્ટ ઇશ્કમાં ધરવું નથી
મ્હારે અયોગ્ય વિચાર કે કર્ત્તવ્ય કંઈ કરવાં નથી
જે જીવન મૃત્યુસમ ગણાતું તે પથે જીવવું નથી ૧

મ્હારા વિચાર, મધુર, શાન્ત, પવિત્રને વિવેકી હો !
મ્હારૂં હૃદય વળી દેશપ્રીતિમાં નિરંતર મગ્ન હો !
મ્હારાથી કંઇ કલ્યાણ થાઓ દેશ-દેહ સમાજનું !
ઇચ્છું પ્રભૂ પ્રતિ પ્રાર્થનાને ભાવના બસ આજ હું. ૨

મુજ પુનિત રક્તમહિં વહો સાચી પ્રભૂતા આર્યની !
મુજ રસિક પાત્ર હૃદયમહિં હો જાગૃતિ મુજ કાર્યની !
મુજ દેહ દેશસમાજ માટે વજ્ર સમ પણ થઇ રૂહો !
માયિક નીચા સ્વાર્થને કંઇ મોહ દૂર જતા રૂહો ! ૩

મ્હારૂં હૃદય મ્હારૂં રૂહો, મ્હારૂં જીવન મ્હારૂં રૂહો !
તોયે હૃદયને જીવનનાં કર્ત્તવ્ય દેશતણાં થજો !
મુજ શ્વાસોચ્છવાસમહિં વહો સાચી પ્રભૂતા દેશની !
આ દેશ મ્હારો દેહ હોને દેહ મ્હારો દેશ હો ! ૪

બળ જાગૃતિ રસધર્મમાં–રસકર્મમાં–રસમર્મમાં !
પામો પદાર્થ નીતિ વળી કર્તવ્ય સહુ વ્યવહારનાં !
અવતાર વિવશ જીંદગીને જીવવાનું ભાન હો !
હું આર્ય હો કર્તવ્યથી, કર્તવ્ય મ્હારૂં માન હો ! ૫

દારિદ્રય મ્હારા દેશનું–દુઃખ–ત્રાસ મ્હારા દેશનાં
અજ્ઞાનતાનાં આવરણો નિવૃત થજો આ દેશનાં !
પામો પ્રભૂત્વ પદાર્થ મ્હારી શ્રેષ્ટ બુદ્ધિ આર્યની
વિશાલ હો મ્હારૂં હૃદય અહવા સરલતા કાર્યની. ૬

નિજધર્મની સેવાવડે આ આર્યદેશ વિકાસશે
ને જ્ઞાનબુદ્ધિનો અમર ઉદય હવે ઉંચો થશે
અમીમય જીવનથી જીવનનો વ્યવહાર તેજ પ્રકાશશે,
ને આર્યપ્રજ્ઞાનું વલણ સંસારમાં ઉંડું જશે. ૭

રે ! સબલ સાચાંનયન ઉંઘ્યાં આજ સુધીતો બહુ
ને ગાઢ એ નિદ્રામહિં જીવન લૂંટાઈ ગયું ઘણું
ઓજસ્ ગયું, ગૌરવ ગયું, ડ્હાપણ ગયું, દૈવત્ ગયું
રે ! કંઇ હવેતો જાગવું, જાગી બધું સુધારવું. ૮

રે ! સત્ય–નીતિનો સબલ રસ્તો અમ્હે ભૂલી ગયાં
રે ! સત્ય–પ્રીતિનો બધો સંકલ્પ કંઇ ભૂલતાં થયાં
ને ઐકયતાનું વલણ વિમલ ભ્રષ્ટ કંઈ કરતાં ગયાં
એવો પ્રમાદ વિચિત્ર સેવ્યો જીંદગી લૂંટાવવા ૯
અમૃતની ઇચ્છા હતી તોયે ન તેતો પી શકયાં
ને ઝેરને અમૃત ગણી ગાંડાં થઈને પી ગયાં

જીરવી શકાય ન ઝેર એવું, આર્ય તેથી શું થયું ?
દુઃખ વ્હોરવાને ઢીલ જ્હેનું તે જીવે શા કામનું ? ૧૦

---

( ૬૯ )

જ્યાં સુધી દ્રષ્ટિ ન નયનમાં દુનિયા નહિ દેખાય વા
ને તે જીવનનાં સૂત્ર-ધર્મો કાયદા સમજાય ના
બેહાલ ચિત્તે જીંદગીની જીંદગી વ્હી જાય છે
એવો અભાગી મૂર્ખ અંધો સર્વથા લૂંટાય છે. ૧

સ્વર-શબ્દનું સાધન સમજવા શક્ત તે રે'તો નથી
કર્ત્તવ્યનું રસ-કાવ્ય જોવા-સુણવા વે'તો નથી
નિઃસર્ગની નીતિ પરત્વે સ્નેહ તે કરતો નથી
જીવન પરત્વે જીંદગીનો ધર્મ તે ધરતો નથી. ૨

ઉન્મત્ત અને અસ્થિર તે અંતે અભાગી થાય છે
પશુવત્ જીવન તે મૂર્ખનું મતિ મંદતામાં જાય છે
પસ્તાય છે પૂરો પ્રભૂ-આદેશનો ડંકો થતાં
ધિક્ ધિક્ જીવન એ સદા રે ! મોહ તે પર શા ભલા ? ૩

જાણી શકાય ન જીંદગી તો જીંદગી શાને ટકે ?
પામી શકાય ન આર્યબુદ્ધિતો હૃદય શાને ટકે ?
જાણી શકાય ના યોગ્યતા તો ઐક્યતા શાને મળે ?
માની શકાય ન ધર્મતો રસધર્મ સિદ્ધિ શેં ફળે ? ૪

પરિમિત વિચારો-પરિમિત યોગ્યતામાં જ્યાં સુધી
રમતો હતો મતિમંદ થઈ રડતો હતો હું ત્યાં સુધી

પરિમિત-બુદ્ધિ-શુષ્ક; સાચા સ્વર્ગથી જુદી હતી
ત્હેનો પ્રકાશ થયો કંઇને પ્રાપ્ત થઇ ઉંચી ગતિ. ૫

સત્સંગતિનું સબલ-બલ-સતેજ કેવું હોય છે!
પરિણામ ત્હેનું પૂન્ય કેવું શ્રેષ્ટ કેવું હોય છે!
અંગત અનુભવ એ વલણનો પ્રાપ્ત કંઇક થઇ ગયો!
મ્હારૂં મનુષ્યત્વ વિકાસતું એ ફાયદો કેવો અહો! ૬

ઉંઘ્યો હતો હું બહુ અરે! ઉંઘ્યો હતો ગાંડો થઇ
બેભાન થઇ-બેહાલ થઇ-અસ્વસ્થ થઇ-મતિમંદ રહી
કર્ત્તવ્યની વિશાલ દિશા ખ્યાલથી જુદી હતી
કર્ત્તવ્યનો નેપથ્ય ખેંચાયો-કૃત્તિ ઉત્તમ થઇ. ૭

સાચું સ્વરૂપ સમાજનું ને શ્રેય મ્હારા ધર્મનું
ને જીંદગીના ઐક્યનું ને જીંદગીના કર્મનું
તે સર્વ કંઇ અવગત થતાં ઉત્તમ મનુષ્ય થઇ રહ્યો
ઉંઘ્યો હતો હું આર્ય-સાચો આર્ય કંઇ જાગી ગયો. ૮

---

( ૧૫ )

કર્ત્તવ્ય કંઇક કરીશ, ત્હારા દેશને ઉદ્ધારવા
કર્ત્તવ્ય કંઇક કરીશ, ત્હારા દેશમાં સુખી થવા
કર્ત્તવ્ય કંઇક કરીશ, ત્હારો ધર્મ-મર્મ વિચારવા
વિવેક કંઇક ધરીશ, ત્હારા દેશનો બંધુ થવા ૧

ઉભો થઇને આંખ ફાડી, દેશની સ્થિતિ હવે
તું પ્રેમબુદ્ધિ વિવેકથી જોવા કંઇ ઘેલો થજે
સંસારની સિદ્ધિપરત્વે દેહ ત્હારા દેશને
જો દઇશ તો તું સર્વ રીતે, સત્ય કંઇ સુખી થશે. ૨

જે મૂર્ખમાત્ર વિચાર કરતો, સ્વાર્થનો નિજસ્વાર્થનો
છે નિંદ્ય એ આચાર; એને જુલ્મમાં દોરી જતો
એને રૂહે છે ભાન ના, રસમુગ્ધ જીવનની મજા
એને રૂહે છે સાન ના, સંસારમાં સાચો થવા. ૩

પાપી મનુષ્ય ન માનતું, પરમાર્થ પ્રીતિની ખૂબી
પાપી મનુષ્ય ન જાણતું. સાચી થતી શેં જીંદગી ?
પાપી મનુષ્ય વિવેક બુદ્ધિ ઐક્ય ના રાખી શકે
પાપી મનુષ્ય ન ભાવના, કલ્યાણની ધારી શકે. ૪

છે મૂર્ખતા તે પાપ મ્હોટું-પાપપંથે લઇ જતી
ને "પાપ એ છે શ્રાપ" એમાં ભ્રષ્ટ થઇ જતી જીંદગી
વિવેક બુદ્ધિ વિના કર્યું કંઈ કર્મ તે દુઃખી થવા
જીવન ગયું-એળે ગયું, જો ધર્મથી છેટા રૂહ્યા. ૫

કર્ત્તવ્ય કર્મ મનુષ્યને સમજાય નહિ રે ! જ્યાં સુધી
ત્યાં સુધી ત્હેની જીંદગીના ઐક્યમાં નીતિ નથી
કર્ત્તવ્ય કર્મ કર્યું નહિ, રસ સ્વાર્થ કંઈ સાધ્યો નહિ
તો ત્યાં સુધી ના ત્રાસ કે દુઃખતાપ દૂર રૂહે કદી. ૬

નીતિમહિં પ્રીતિ ધરે તે, દેશને તારી શકે
નીતિમહિં પ્રીતિ ધરે તે, સ્વાર્થને સાધી શકે
નીતિમહિં પ્રીતિ ધરે, રસધર્મ તે જાણી શકે
નીતિમહિં પ્રીતિ ધરે તે, સુખ સહુ પામી શકે. ૭

નીતિ વિના ન મનુષ્ય માને માન એના કામનું
નીતિ વિના ન મનુષ્ય પામે જ્ઞાન એના સ્થાનનું
નીતિ વિના ન રહે હૃદયમાં દેશપ્રીતિ કે દયા
નીતિ વિના ન તરી શકે, ના સફલ કોને તારવા. ૮

નીતિ વિના ન વિવેક-ઐક્ય વિચારવા ઉભો રહે
નીતિ વિના ન મનુષ્ય પોતે આત્મશ્રેય કરી શકે
નીતિ વિના છે નિંદ્ય સહુ આચાર કે વિચાર કંઇ
નીતિજ્ઞ થઇ ન્યાયી થજે તુજ દેશને માટે કંઇ ૯

કર્ત્તવ્યથી જે ભ્રષ્ટ તહેને કષ્ટ સર્વ સ્થલે પડે
કર્ત્તવ્યમાં જે મગ્ન તહેને સુખ સર્વ સ્થલે મળે
કર્ત્તવ્યની રસજાગૃતિ, જહેના હૃદયમાં-જીવનમાં
છે શ્રેષ્ઠ કંઇ અવતાર એનો સફલ એવી રીતમાં ૧૦

પરમાર્થ-સ્વાર્થ મનુષ્યને સમજાય નહિ રે! જ્યાં સુધી
તે ત્યાં સુધી નિજ દેશ માટે દેહ હોમી શકે નહિ
પરમાર્થ એ છે સ્વાર્થ એવું સત્ય જે જાણે નહિ
તે છે મનુષ્ય જ જન્મથી ના કે નહિ કર્ત્તવ્યથી. ૧૧

કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, સુખસિદ્ધિ પામવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, દેશનો સેવક થવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, જીંદગી ઉદ્ધારવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, ભાઇઓને તારવા. ૧૨

કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, પ્રેમનીતિ પામવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, સ્થાનમાં સ્નેહી થવા
કર્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, જાગૃતિમાં આવવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, માન ત્હારૂં પામવા. ૧૩

કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, શ્રેષ્ઠ સ્થિતિ સ્થાપવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, મૂર્ખતાથી છૂટવા
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, દેહ દેવા દેશને
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, પામવા પદ વેશને. ૧૪

કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, જે ત્હને તારી શકે
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, જે ત્હને પાળી શકે
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, જીવન તૂજને દઇ શકે
કર્ત્તવ્ય કર્મ વિચાર ત્હારૂં, સ્થાયી–સ્થિર ટકી શકે. ૧૫

તું મિત્ર ત્હારો થાયતો સંસાર સહુ ત્હારો થશે
ને પ્રેમનીતિની પ્રભુતા જીંદગીથી દેખશે
સાચો થઇ તું સાધ ત્હારો સ્વાર્થ જે પરમાર્થમાં
પામીશ ત્યારે યોગ્યતાને ઐકયતા આચારમાં. ૧૬

જ્હેને નથી રસપ્રેમ પ્રીતિ દેશના કલ્યાણમાં
ત્હેને નથી સુખ સ્વપ્ન સાચું કોઈ પણ વ્યવહારમાં
જે દેશને ચ્હાતો, પ્રભૂજી માત્ર ત્હેને ચ્હાય છે
સાચા મનુષ્યનું સ્નેહી ખંતે વિશ્વ સઘળું થાય છે. ૧૭

શું દેશ ત્હારો, દેહ ત્હારો, પામવા રાજી નથી?
શું દેશ ત્હારા યજ્ઞની ઇચ્છા કંઇ કરતો નથી?
ઉભો થઇને આપ ત્હારી આહુતિ એ યજ્ઞમાં
પામીશ ત્યારે જોરને જીવન નવું તું અંતમાં ૧૮

સાધી શકયો ના સ્વાર્થ ત્હારો તો ક્હે ત્હેં શું કર્યું?
રે! દેશ-પ્રીતિહિન જીવન સર્વથા એળે ગયું
ત્હારો ન તું જો થાય તો દુનિયા કદી ત્હારી નથી
સંકલ્પમાં તું શ્રેષ્ટ રે'તો શ્રેષ્ટતા ત્હારી ખરી ૧૯

છે જન્મથી તો આર્ય પણ જો આર્યતા એમાં નથી
તે આર્ય હોય તથાપિ ત્હેને આર્ય તું માનીશ નહિ
છે જન્મથી જો આર્ય તો કર્ત્તવ્યથી પણ આર્ય થા
તો આર્યતા ત્હારી ત્હને-ઉદ્ધારશે-દીપાવશે. ૨૦

છે આર્ય તે જે પાપમાં પગલાં કદી ભરતો નથી
છે આર્ય તે જે નિયમ નીતિનો કદી ત્યજતો નથી
છે આર્ય તે જે ધર્મને ધારી રૂહે-જાગી રૂહે
છે આર્ય તે જે હક્ક પોતાના નિરંતર સાચવે. ૨૧

છે આર્ય તે જે ખોટી રૂઢીમાં કદી રમતો નથી
છે આર્ય તે જે શ્રેયનો રસ્તો કદી ભૂલતો નથી
છે આર્ય તે જે દેશ માટે દેહ પણ હોમી શકે
છે આર્ય તે જે દેશ સાથે ઐક્ય સાચું સાચવે.

છે આર્ય નીતિ, સબલ એનાં ધર્મ-કર્મ, અગાધ છે
છે આર્ય નીતિ સબલ એનાં સાધનો રસસાર છે
છે આર્ય નીતિ સબલ એની યોજના ઉત્તમ અતિ
છે આર્ય નીતિ સબલ એની શ્રેષ્ટ છે સાચી ગતિ

જે જીંદગીમાં જીંદગીની ભાવના ઉભી થશે
તે જીંદગીને આર્ય જીવનનો અનુભવ લાગશે
ને પામશે તે પ્રેય સાચું ભાવનાના ભાગ્યથી
જીવી શકે છે આર્ય સાચો ધર્મના સદ્ભાગ્યથી

રે ! રોજ કંઈ ઉપદેશ દેવો ધર્મના આચારનો
એ છે પ્રમાદ ઘણો બધો સાચાં હૃદય વિદારવા
પ્રીતિ ભરેલી પૂન્ય નીતિ સર્વથા સમજાય છે
કંઇ સ્વલ્પ એક પ્રયાસથી એનો અનુભવ થાય છે.

---

## પ્રિયાને !

( ૧૬ )

મ્હારી વૃત્તિમાં વિલસતાં તું તેજ પામીશ આર્યનું
ત્હેમાં ત્હને અવગત થશે કંઈ ભાન ત્હારા કાર્યનું

જહેમાં હશે મ્હારે જરૂર પ્રિયે! પ્રભૂના શબ્દની
ત્હેમાં થશે ત્હારી પ્રતીતિ પ્રેમને ઓજસ્ ભરી ૧

તું વિલસજે વિચારના વેદાન્તમાં બળ પામવા
ને પ્રિય ત્હારા એક સાચા સ્નેહીને સંભાળવા
ને સફલ એવાં શ્રેષ્ટ પગલાં પ્રેમને રસ્તે જવા
ને સબલ પણ નિસ્તેજ હમણાં દેશ તે નિભાવવા. ૨

શું થાય ના સંસારમાં? પ્રીતિ પ્રભૂની પામતાં?
શું થાય ના સંસારમાં? નીતિ હ્રદયમાં જામતાં?
શું થાય ના સંસારમાં? સુધા સુધારાની પીતાં?
શું થાય ના સંસારમાં? વિચારમાં વેદાન્ત જ્યાં? ૩

પ્રિય! એક ત્હારી યોગ્યતાની એક ગણના શ્રેષ્ટ છે
સાચી પ્રિયા પ્યારા પતિને જીંદગીની સ્હાય છે
છે શ્રેષ્ટ તે અવિશ્રાન્ત માયા, મોહને વિદારવા
કર્ત્તવ્ય છે તે સ્વર્ગ સાચું ઓજસો ને ભાવવા. ૪

પ્રિયત્તમ પ્રિયા! પ્રભૂના કરારો શા ત્હને સમજાવવા?
પ્રિયત્તમ સખી! વિચારનું વેદાન્ત શું સમજાવવું?
હું સ્વલ્પ સાધનથી સુધારો જીંદગીનો લ્હાઉં છું
ને દેશ મ્હારો દિવ્ય ત્હેનાં ગાન-કીર્તન ગાઉં છું ૫

વિચારીએ વિચારથી આ દેશની પરિસ્થિતિ બધી
તો પામીએ બહુ ત્રાસ એની મૂર્ખતાના વલણથી

અધર્મ એનો આંખથી જોતાં હૃદય રડતું થતું
કે કયાં ગયું ગૌરવ અમ્હારા દેશનું એ જસ જર્યું ? ૬

કે કયાં ગઈ સિદ્ધિ સુધારાની ગઈ કયાં વાસના ?
કે કયાં ગઈ તે ભાવના વ્યવહારને વેદાન્તની ?
ને કયાં ગઈ મીઠી મજાઓ દેશના ડ્હાપણ તણી ?
કે કયાં ગઇ સાચી અને મીઠી રસીલી જીંદગી ? ૭

રે ! કયાં ગયું સાચું હૃદય સંસાર સર્વ નિભાવતું
કે કયાં ગયું આ દેશનું સામર્થ્ય જે ઉત્તમ બધું ?
કે કયાં ગઈ મીઠી કવિતા આર્યના અવતારની ?
કે કયાં ગઈ રિદ્ધિ હૃદયની-જીવનનીને અમલની ? ૮

મીઠાં મધુરાં ગાન ગાનારા કવિઓ કયાં ગયા ?
જે ગાન ગાતા મિષ્ટ સઘળા દેશને સુધારવા !
કે કયાં ગયા વિજ્ઞાનનો વિચાર કરનારા રવિ !
વિજ્ઞાન જે ઉત્તમ હતું દીપાવવાને જીંદગી ? ૯

કયાં છે કળા ? કયાં છે મજા ? કયાં છે કૃત્તિ કયાં છે રતિ ?
કયાં છે કવિતા-ગાન મીઠાં ? કયાં પ્રભૂતા પ્રેમની ?
કયાં સંપ છે ? કયાં જંપ છે ? કયાં જ્ઞાન છે કર્ત્તવ્યનું ?
કયાં તેજ છે ? કયાં ભક્તિ છે ? કયાં શક્તિ છે બળ પામવા ? ૧૦

જ્યાં આપણું જીવન નિરંતર, જીંદગીને સાધતું
ત્યાં સ્વરૂપ સાચુ આર્યનું સંસાર સર્વ નિભાવતું

વિલાસતો વેદાન્તનો મીઠો શશી સુધા ભર્યો
ને વિલસતાં વ્યવહારનાં વિચાર બળ એ આશ્રયે. ૧૧

છે આર્ય ત્હેની આર્ય બુદ્ધિ યોગ્યતા અવતારની
તે સફળતાને સર્વથા સાચા મનુષ્ય સ્વભાવની
જે યોગ્ય ઉત્તમ યોગ્યતા તે યોગ્યતા છે દેશની
ત્હેમાં રૂહે છે શ્રેષ્ટ જીવન સફલ એના તેજથી. ૧૨

જે દેશને માટે દહે છે દેહના વિષયો બધા
જે દેશને માટે રૂહે છે હૃદયના રસ રાજ્યમાં
જે દેશને માટે ગણે છે સ્થિર સઘળી ભાવના
તે સ્વાર્થ નિજ સાધી શકે સંસારને સુધારવા. ૧૩

કર્ત્તવ્ય છે જે કાર્ય ત્હેને આર્ય તો અનુસરી રૂહે
ને જીંદગીનો સ્વાદ મીઠો એ બધો એમાં લહે
જાણી શકે તે જીવન સાચા સ્વર્ગનું સુધા ભર્યું
ધન્ય ધન્ય એ અવતાર એનું જીવવું સાચું બધું. ૧૪

---

## પિતાને !

જે આંખ આંસુથી ભરાઈને રડે છે સર્વદા
તે આંખનાં આંસુ પિતાજી ! લૂછવાના કે નહિ ?
જે હૃદય જપે નામ ત્હારૂં-સ્થાન ત્હારૂં પામવા
રે ! તે હૃદયમાં શાન્તિ મીઠી સ્થાપવાના કે નહિ ? ૧

આશા ધરી જીવન ટકે કે આપ છો ઉદ્ધારવા
કદી ભ્રષ્ટ સમયે થાય તો ઉદ્ધારવાના કે નહિ?
મ્હારી કલામાં કાવ્ય મીઠું ગાઉં જો કદી આપનું
તો ગાન તે વ્હાલા પિતા! કંઈ સુણવાના કે નહિ? ૨

યાચું ત્હમારી હું દયા-મ્હારા ગુન્હા માટે ક્ષમા
ઉભય-દયા-અંતરૂં ક્ષમા તે આપવાના કે નહિ?
હું વ્હાલથી-વિવેકથી મ્હારૂં હૃદય સોંપી રહ્યો
તો એ હૃદય દીન-પ્રેમમય સ્વિકારવાના કે નહિ? ૩

દુનિયા બધી ભેગી કરી હું ગુણ ત્હારા ગાઉં તો
મ્હારા પ્રયત્નોની કદર કરનાર કે કરનાર નહિ?
આલેખું હું ત્હારી છબી વિધ વિધ રંગે હર્ષથી
તો તે છબીમાં ચેતના રૂપે પ્રકટશો કે નહિ? ૪

આદર્શની હું શોધમાં ભટકી મરૂં-ભૂલો પડું
તો આ હૃદયને ઠારવા આદર્શ બનશો કે નહિ?
મ્હારાથી બનતું એટલું હું દાન દીનને દેઉં તો
ખૂટે ખજાનો તો પિતા! મ્હને દ્રવ્ય દેશો કે નહિ? ૫

સમાજને સુધારવા—સાચાં સ્વરૂપો પામવા
હું ભોગ દઉં જીવન તણો તો જીવન રક્ષો કે નહિ?
કદી થઇ કવિ કવિતા કરૂં હું માત્ર ત્હારા નામની
તો કાવ્ય તે ગાવા ગવૈયા થઇ પધારો કે નહિ? ૬

મૂજ આંખ આ મીંચાય ને દુનિયા બધી દેખાય નહિ
તો સ્વપ્ન-જીવનમાં જગત્‌ના ખેલ રચશો કે નહિ ?
કે જીંદગી પૂરી થતાં હું આવું ત્હારે આંગણે
તો દીન સેવકને ત્હમારી સમીપ રાખો કે નહિ ? ૭

---

મ્હારી ઉઘડતી આંખ પણ દેખે હવે ત્હારી છબી
મ્હારૂં વિલસતું હૃદય પણ ઇચ્છી રૂહ્યું ત્હારૂં અમી
મ્હારી પ્રકટતી ભાવના પણ માત્ર ઇચ્છે છે ત્હને
તો તું દયાળુ થઈ હવે શું હૃદય ના સંભાળશે ? ૧

---

હું ત્હારૂં કલ્યાણ ઇચ્છું છું
કારણ કે તું મ્હારૂં કલ્યાણ કરી રૂહ્યો છે
હું ત્હને મદદ કરૂં છું
કારણકે તું મ્હને આપી રૂહ્યો છે
હું ત્હારૂં સ્મરણ કરૂં છું
કારણકે તું મ્હને ચિંતવી રૂહ્યો છે
હું ત્હને આશ્વાસન આપું છું
કારણકે તું મ્હારાં આંસુ લુછી રૂહ્યો છે
હું ત્હને ધન્યવાદ આપું છું
કારણકે તું મ્હારી પ્રશંસા કરી રૂહ્યો છે
હું ત્હને જીવન આપું છું
કારણકે મ્હારે માટે તું ત્હારી જીંદગી હોમી રૂહ્યો છે.

---

ત્હારી પાસેથી જે કંઈ લઇ લેવામાં આવ્યું છે
તે ત્હને યોગ્ય સમયે મળશે માટે નિરાશ થઇશ નહિ
જેઓએ ત્હને લૂંટયો છે
તેઓ ત્હને યોગ્ય સમયે ઘણીજ ઉત્તમ મદદ કરશે
જેઓએ ત્હને રોવડાવ્યો છે
તેઓ ત્હને યોગ્ય સમયે જરૂર હસાવશે
જેઓએ ત્હારૂં હૃદય ચીર્યું છે
તેઓ યોગ્ય સમયે તે હૃદયનો ઘા પોતાના ખર્ચે રૂજવશે
જેઓએ ત્હારી નિંદા કરી છે
તેઓ યોગ્ય સમયે ત્હારી મુક્ત કંઠે પ્રશંસા કરશે
જેઓએ ત્હારો ત્યાગ કર્યો છે
તેઓ યોગ્ય સમયે ત્હારી પાસે ખેંચાઇને આવશે
અને ત્હારી સેવા કરી ત્હને ખુશ કરશે
મિત્ર ! ગભરાઇ નહિ–તે સમયની રાહજો !

---

## અચેતનભાવ પ્રેરીત.

—જે પોતાના કલ્યાણમાં રત નહોય

અને પરમાર્થમાં આત્મિય કલ્યાણ ન જોઇ શકતો હોય પોતાનો સ્વાર્થ સાધવા અન્યને મૂર્ખ ગણે અથવા એની તરફ દ્વેષ દ્રષ્ટિથી જુવે. પોતાનું પેટ ભરાયે સંતોષ પામે અને અન્યના કલ્યાણમાં પ્રેમ ન રાખે–સત્યાસત્યનો ભેદ સમજી શકે નહિ–સત્યને ચિંતવે નહિ–ઇચ્છે નહિ અને

પામે નહિ. નિર્જીવ બાબતોને મહત્વની માને, મહત્વની બાબતોને નિર્જીવ ગણે—સમાજનો સંયુક્ત સ્વાર્થ સમજી શકે નહિ. નીતિ—અનીતિના ભેદ સમજી શકે નહિ—કર્મ અને ધર્મનું વાસ્તવિક રહસ્ય જાણી શકે નહિ એવો એક મનુષ્ય અચેતનભાવથી પ્રેરીત છે, જહેનું સર્વથા અકલ્યાણ થાય છે.

---

## ઉદાત્ત વિચાર.

જે વિચાર સમાજને ઉપયોગી થાય
જહેમાં સત્ય અને ન્યાયનું દર્શન હોય
જહેમાં શ્રેય અને પ્રેયનો માર્ગ હોય
જે નિરોગી અને પવિત્ર હોય
જહેનું પરિણામ ઉત્તમ અને સુખદાયક હોય
જે દુઃખીને આશ્વાસન આપી શકે
અભિમાનીને નમ્ર બનાવી શકે
નિષ્ઠુર હૃદયને પ્રેમાળ કરી શકે
સંકુચિત હૃદયને ઉદાર કરી શકે
પરિમિત ભાવનાને અપરિમિત કરી શકે
રોનારાને હસાવી શકે
જીવનારને જીવાડી શકે
શોષાતું હોય ત્હેને પોષી શકે
મરતું હોય એને જીવાડી શકે

ભયભિત હૃદયને નિડર બનાવી શકે
દોષિત હૃદયને પવિત્ર કરી શકે
દુષ્ટતાને બદલે નિર્દોષતાને સ્થાપે
અનીતિનો લય કરે-નીતિનું સ્થાપન કરે
કર્ત્તવ્ય સમજાવે-મંતવ્યમાં મોહ કરાવે
અન્યાયીને ન્યાયી કરે
જૂલમીને દયાલુ કરે
અસત્યને કાપી સત્ય કરે
કલેશ અને તોફાનનું નિવારણ કરે
સલાહ-શાન્તિમાં પ્રીતિ કરાવે
જેથી શાન્તિ મળે
જેથી આનંદ મળે
જેથી સુખ થાય અને જણાય
જે પરમાર્થ શીખવે
ખોટા સ્વાર્થનો ધ્વંસ કરે
અંધકારમાંથી પ્રકાશમાં લઈ જાય
જડમાંથી ચેતનમાં લઈ જાય
અસ્થિરને સ્થિર કરે
બંધનમાંથી મુક્ત કરે
જીવન સફલ અને સબલ થાય.

## સંપૂર્ણ મનુષ્ય.

જહેની બુદ્ધિ ઉદાત્ત હોવા છતાં સત્યગ્રાહી છે
સતેજ હોવા છતાં નમ્ર અને ઉદાર છે
ન્યાયી હોવા છતાં રસિક અને પવિત્ર છે
મુક્ત અને સ્વતંત્ર છે

જહેનું હૃદય વિશાલ, ઉદાર, પવિત્ર, પ્રેમાળ અને આસ્તિક છે. બુદ્ધિ જે સત્ય શોધે, ત્હેને પોષી શકે એવું તે ઉત્તમ હૃદય જોઇએ.

જહેનું મન, કારણ હોવા છતાં અકારણ બને, સત્ય અને ન્યાયના વિચાર ઉપર પ્રીતિ રાખી, વિષયની ગુલામીમાંથી મુક્ત હોય. વિષયથી રહિત નહોય, પરંતૂ સ્વતંત્ર હોય, નિર્મલ હોય, પવિત્ર હોય અને દુનિયાથી યુક્ત હોવા છતાં દુનિયાની અનીતિથી વિમુખ હોય.

સત્ય જહેનો આચાર અને સત્ય જહેનો પોકાર, જે સત્ય બોલે અને સત્યને અનુસરે. બુદ્ધિ, હૃદય અને મનને અંકુશમાં રાખી શકે અને એમ્હને નિયમમાં રાખે–એવો અંતરાત્મા.

જહેનું શરીર, નિરોગી, સુદૃઢ, પવિત્ર અને ઓજસ્ ભરેલું હોય. જહેની પ્રવૃત્તિ સત્ય અને ધર્મપ્રતિ હોય–આવો એક મનુષ્ય સત્ય શોધી શકે છે, એને ઉપાસી શકે છે અને એને પામી શકે છે.

---

## આર્યતાની પૂજા અને ઉપાસના.

જ્યારે હું આત્મિય કલ્યાણ કરવાને માટે જાગૃત થાઉં, ત્યારે હું આર્ય ગણાઉં–મ્હારી આર્યતા એમાં રૂહેલી છે.

અને હું જાગૃત થએલો જ્યારે અન્યને જગાડી શકું ત્યારે હું સાચો આર્ય છું એમ કબુલ કરૂં.

જ્યારે મ્હારે મ્હારો ધર્મ વિચારવાનો છે
જ્યારે મ્હારે સત્યના અનુયાયી થવાનું છે
જ્યારે મ્હારે નીતિનો માર્ગ જોવાનો છે
જ્યારે મ્હારે ન્યાયનું રહસ્ય વિચારવાનુ છે.

જ્યારે મ્હારે મ્હારા દેશના કલ્યાણની ખાતર મ્હારો દેહ હોમવાનો છે, ત્યારે હું અત્યારસુધી ઉંઘી રૂહેલો મ્હારા દેશને માટે કેમ ન જાગી શકું ?

શું હું મ્હારો વિનાશ મ્હારે પોતાને હાથે જોવા રાજી છું ?

મ્હારો ઈશ્વર મ્હારો ઉદ્ધારક છે
એ મ્હને નીતિમાં પ્રેરે છે
અને એ નીતિ મ્હને ઇશ્વરપ્રતિ જવા લલચાવે છે.
દુઃખીનાં આંસુ લ્હોવામાં
અને રડનારાઓને હસાવવામાં

ભૂખ્યાઓને અનાજ આપવામાં
અજ્ઞાનીને જ્ઞાની કરવામાં
પાપીઓને ઉદ્ધારવામાં

મ્હારે મ્હારા અખૂટ સામર્થ્યનો ઉપયોગ કરવાનો છે એમ મ્હારો અંતરાત્મા કબુલ કરે છે.

સત્ય મ્હને પ્રિય છે અને તે મ્હને પોષે છે

તે મ્હને જાગૃત કરે છે તો હું જાગૃત કાં ન થાઉં વારૂ ?

જે નિદ્રા અને જે અનીતિ—જે આલસ્ય અને જે ભ્રમ મ્હારૂં અકલ્યાણ કરી રૂહેલાં છે, ત્હેમનું હું નિવારણ કરીશ અને મ્હારા આત્મિય સ્વરૂપમાં જાગૃત થઈશ !

ભ્રમણામાં મ્હેં ઘણો સમય ગુમાવ્યો છે, હજારો દિવસો વહી ગયા છે.

તે બધી હાનિ હું હવે જાગૃત થયેલો થોડા સમયમાં પૂર્ણ કરીશ અને તે ઉપરાન્ત અમૂલ્ય જીંદગીનો અમૂલ્ય નફો મેળવીશ.

મ્હારી શરાબી પેઢીનો નિંદનિય અંત નહિજ આવે, અને એમ થશે તોજ હું સાચો આર્ય ગણાઇશ ! અને અન્યને આર્ય ગણીશ.

શું હું મ્હારા અંતરાત્માના શબ્દો નહિ સાંભળીશ ? ના, હું સાંભળીશ અને એને અનુસરીશ.

---

## હું શું કરીશ ?

તે પાપી છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને પવિત્ર કરીશ.

તે ચોર છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને પ્રમાણિક બનાવીશ.

તે વ્યભિચારી છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને સાધુ બનાવીશ.

તે ખૂની છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને દયાળુ કરીશ.

તે દેશદ્રોહી છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને દેશભક્ત બનાવીશ

તે રાજ્યદ્રોહી છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને રાજ્યભક્ત બનાવીશ

તે મૂર્ખ છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને જ્ઞાની બનાવીશ

તે ગરીબ છે. એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને સુખી કરીશ

તે નીતિથી ભ્રષ્ટ છે એવું મ્હારા જાણુવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને નીતિનો ઉપાસક કરીશ

તે ધર્મથી ભ્રષ્ટ છે એવું મ્હારા જાણવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને ધર્મીષ્ટ બનાવીશ
તે નાસ્તિક છે એવું મ્હારા જાણવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને આસ્તિક કરીશ
તે આળસુ અને નિરૂદ્યમી છે એવું મ્હારા જાણવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને ઉદ્યમી અને ઉત્સાહી કરીશ
તે અભિમાની અને ઉગ્ર સ્વભાવનો છે એવું મ્હારા જાણવામાં છે
તોયે હું એનો મિત્ર થઇશ અને એને નમ્ર અને સરલ બનાવીશ
કારણકે મ્હારે એનું કલ્યાણ કરવું છે
અને એ કલ્યાણ કરવાની સત્તા મ્હને છે

---

## " અશ્રદ્ધા બસ એજ રાક્ષસી. "

અશ્રદ્ધા બસ એજ રાક્ષસી
માનવ-જીવન સદા ચુસતી
રૂધીર હૃદયનું પી જઈ પ્રકટે
દુઃખ-વ્યાધિમય વધુ કારમી—અશ્રદ્ધા૦
જીવવા મળતું જીવન એને લીધે ઓછું થાય
સો વર્ષે સુવાની વાતો ન્હાની વયે જણાય—અશ્રદ્ધા૦
ક્ષુદ્ર બને મન-તનને બુદ્ધિ
હરાઇ જાય અતિ પૂન્ય-પ્રશુદ્ધિ
કર્મમહિંથી ધર્મ ઘટેને વધે વ્યાધિઓ કંઇ—અશ્રદ્ધા૦

અશ્રદ્ધા બસ એજ ગુલામી
માનવ–જીવનની બદનામી
આ દુનિયા બસ એ કારણુથી ભ્રષ્ટ થઈ ભમતી—અશ્રદ્ધા.

---

## પરમાત્માને !

યોગી ! થયો રોગી હૃદયનો–મગજનો ને મનતણો
વિદારવા તે વ્યાધિઓ કંઈ ઔષધો આપો મ્હને
નિયમિત નથી રૂહી ગતિ હૃદયની–જીવનનીને અમલની
તે સ્થિર કરવા શાન્ત સઘળું અર્પશો ઉત્તમ રતિ. ૧

વિકારી મન વળગી રૂહ્યું છે વિષયમોહ પરે બધું
સુઝે ન એને સત્ય સાચું જીંદગીને ભાવતું
અથડાય છે અતિ અંધ થઇ નયનો, નથી શક્તિ રૂહી
પ્રિયનાથ ! એ સઘળું ભ્રમણ નિવારશો દ્રષ્ટિ થકી ૨

વિકાર ખોટા વિષયના કંઇ ક્રોધ–મોહ પ્રકારના
કંઇ લોભ–ખોટી વાસના–મમતાભરી અભિમાનના
એ આવરણોથી પર કરીને દુઃખ સર્વ સમાવશો
ને દીન સેવકને દયાથી જ્ઞાન, કૃત્તિનું આપશો. ૩

અતિ અંધ, પામર હું નહિ જાણી શકું ત્હારી દયા
ત્હારી પ્રભૂતાનો નથી અવધિ પ્રભૂ આ રાજ્યમાં
તું સુજ્ઞ, સાચો કાયદોને કાયદો સંસારનો
ગુંચવાઉં છું આ ગુંચવણોમાં માર્ગ યોગ્ય બતાવશો. ૪

---

## તોટક.

સુખ સાધન સુખ સમાન રૂહે
સુખ કારણથી સુખ પ્રાપ્ત થશે
કદી દિવ્ય થવા મથશે જન જે
થઈ દિવ્ય વિલાસ બધે કરશે. ૧

તિમિરે થઈ તમ ત્યજે તન જે
મનથી અતિમુગ્ધ થઇ મરશે
ગણશે મનથી ગતિ ઉંચી થતી
પરિણામ મહિં બસ "નીચી ગતિ" ૨

સુખ સાધન માર્ગજ નીતિતણો
કદી ખ્યાલ ન દીલે અનીતિતણો
પરમાર્થ પદે હૃદયે ઝરણાં
વહતાં-સરતાં-સુખરૂપ થતાં. ૩

ચિત્ત-ચેતનથી ચિરકાલ ટકે
ચિત્ત-વિત્ત પ્રભૂ પ્રતિ નિત્ય વહે
ચિત્ત સ્વાસ્થ્ય પ્રભૂ કૃત્તિથી પ્રકટે
સુખ સાધન સુખ સમાન રૂહે. ૪

---

## ભવિષ્ય ભારતનું ભયમાં છે !

ભવિષ્ય ભારતનું ભયમાં પણ ભારત જો ના જાણે
તો તે ભારત કેમ કરીને ઉન્નત આગળ થાશે ?—૧

ભવિષ્ય ભારતનું ભયમાં છે (૨)
કોણ કહે કે આમ ઉદય છે ? (૨)
વર્તમાન આ ઢંગ બધા કંઇ ભવિષ્ય નહિ સુધારે
મોહ જાળની મીઠી ભ્રમણા દેશ નહિ ઉદ્ધારે.—૨

મૂર્ખ મોહમાં સહુ લપટાયા (૨)
પ્રકટ થઇ આસુરી માયા (૨)
દિવ્ય સંપત્તિ ભારતની ગઈ તોયે ન ભારત જાણે
"જ્ઞાન થતાં પણ ભાન ન રાખે" એ કેમ કઈ પ્રમાણે ?—૩
દેશ મહિં દુઃખપાર નથી (૨)
ગરીબાઈ તણો અવધિયે નથી (૨)
તોયે હજૂ ધનિકો ધન ખર્ચી માલ વિદેશથી આણે
હોય જરૂરી ન જીવનને કંઈ તોયે પીડાઓ વધારે.—૪

ઐહિક દુઃખમાં કરી વધારો (૨)
ભારત સમજે થયો સુધારો (૨)
વ્યર્થ વાનીઓ વિષમ વ્હોરી, ભારત ભાન ગુમાવે
ભાન જતાં વળી માન જતું તોયે ભારત વાત ન માને—૫

ગઝલ.

વિદેશી માલ વાપરવો
વિદેશીની ગુલામી એ
ગુલામીમાં ગરીબાઈ
ગરીબી ત્રાસદાયક છે,
છતાં સત્ય નાં સમજે ભારત, થતું ચાલતું રાખે
દિનપ્રતિદિન દીન બનતું આ ભારત શાં ફળ ચાખે ?-૫૬

---

## વિશ્વાસ અને શ્રદ્ધા.

જ્યારે ત્યારે જીંદગીમાં આપ આવશો
અનેરી આંખમાં અનેરો રંગ લાવશો
કંઈક આશથી-કંઇક ભાવથી હૃદે
જરા જરા હું જાણુતો કે આપ આવશો—જ્યારે૦

ત્હમે સતેજ સ્હાય છો
ત્હમે પરમ ઉપાસ્ય છો
ને જરૂર જીંદગીને આપ તારશો—જ્યારે૦

વિભૂતિ આપની કૃત્તિ પ્રભૂ! વિશાલ છે
પ્રકાશ છે-વિલાસ છે-વિકાસ સહુ સ્થલે

ત્હમે અમ્હારી જીંદગીને જોર આપશો
અનીતિમાંથી તારવાને આપ આવશો—જ્યારે૦

જ્યારે ત્યારે જીંદગીમાં આપ આવશો
અનેરી આખમાં અનેરો રંગ લાવશો—જ્યારે૦

---

## તોટક.

થયો ભ્રષ્ટ વિચાર વડે જન જે
સુખ સ્વાસ્થ્ય ન પામી શકે કદી એ
કદી થાય નહિ હૃદયે રમતો
ભય-ત્રાસ વડે ભટકી મરતો. ૧

ચિત્ત શુદ્ધ થતાં સુખ સર્વ મળે
દુઃખ ત્રાસતણાં બળ સર્વ ઘટે
રસથી રમતો ચિત્ત ચેતન થઈ
ચિત્ત-શુદ્ધિ સમું બળ એકકે નથી ૨

---

## સલાહ !

સુખની ભરેલી આ દુનિયામાં
સુખ શોધે, સુખ જો માને
મનનું ઇચ્છયું મળી રૂહે છે
બુદ્ધિ જો આણે કામે —૧

સુખ-રસ સિન્ધુ મહિં તૂં ડૂબી
અનુભવ મન-તન શાન્ત, શાન્ત થઇ
જગન્નાથ રસપ્રિય જીવનનું
સૌમ્ય શીખ-સ્નેહે માને —૨

છે વિશ્વરંગનું હાર્દ મધુરતા
વિલસે પ્રેમ-પ્રભૂ સર્વ વાતમાં
સ્મિત કરીને હસે-હસાવે
સહુને રમવા ઝરવાને —૩

મનો-માન્યતા દુઃખ ક્લેશને
જન્મ આપતી અવિવેક આશ્રયે
જન્મ પામતાં સુખ-દુઃખ એમજ
તો સુખી થાવાનું શીખને —૪

સુખની ભરેલી આ દુનિયામાં
સુખ શોધે, સુખ જો માને
મનનું ઇચ્છયું મળી રૂહે છે
બુદ્ધિ જો આણે કામે —૫

## પ્રેરણા.

જે કંઈ કરવું તે કર આજે
કાલે નહિ કંઈ થાશે
સમય થોડોને કામ બહુ છે
આળસુઓ પસ્તાશે
તર્ક-વિતર્ક કર્યે નહિ સિદ્ધિ
કામ કર્યે રંગ આવે
મ્હોટા થાવાને મથવું તો
કામ કરો પ્રભૂ ભાવે. ૧

---

## સત્યનો એકરાર !

જ્યારે નીતિની ભાવના વધે અને સત્યનો નિશો મ્હડે ત્યારે ઇશ્વર મ્હારો ઉદ્ધારક થાય, એ સત્ય હું કબુલ કરૂં છું.

હું જે કંઇ કરૂં તે સર્વ કંઇ મ્હારા દેશને માટે હોય, મ્હારા સમાજને માટે હોય, ત્યારે મ્હારો પ્રસન્ન થયેલો અંતરાત્મા ઇશ્વરની પ્રાર્થના કરે.

જ્યાં મ્હારે મ્હારો ધર્મ વિચારવાનો છે, તે સ્થલે તે દયાલુ પરમાત્મા મ્હને મ્હારી મુક્તિનો માર્ગ દર્શાવે છે, શું એની દયા નિઃસીમ નથી ?

મ્હારે માત્ર મ્હારા દેશનો સ્વાર્થ વિચારવાનો છે, કારણ કે એમાંજ મ્હારો સ્વાર્થ આવી જાય છે.

હું મુક્ત અને સ્વતંત્ર ત્યારેજ થાઉં કે હું જ્યારે દેશનો સામાજીક સ્વાર્થ સમજું.

ઇશ્વર મ્હારી મુક્તિનું કારણ છે,

તોયે તે મ્હને સ્વાર્થી બનાવે તો હું એના હુકમ માની શકું નહિ.

મ્હારે તો મ્હારૂં કર્ત્તવ્ય સમજવાનું છે.

મ્હારૂં ભવિષ્ય શું આવશે, એની મ્હને દરકાર નથી કારણકે સત્યનું પરિણામ નિરંતર સુખરૂપ છે એવો ઇશ્વરનો ઉપદેશ છે.

જાગૃતિ એક એવી સ્થિતિ છે કે જહેમાં બળ-બુદ્ધિ અને કર્ત્તવ્યભાન સતેજ રૂહે છે-એ જાગૃતિની મ્હને ઇચ્છા છે તો ઇશ્વર મ્હને આપશે.

હું કર્ત્તવ્યથી આર્ય થાઉં, એવી મ્હારી જીજ્ઞાસા પૂર્ણ થવી જોઇએ. માત્ર નામધારી આર્ય રૂહીને અનાર્યને છાજતી અનીતિ મ્હારે આદરવાની નથી.

જન્મથી માંડીને અંત સુધી હું દેશને વફાદાર રહીશ.

વિચારથી માંડીને કર્ત્તવ્ય સુધી હું દેશને વફાદાર રહીશ.

હું સત્યથી ચલિત થાઉં નહિ

બુદ્ધિથી ભ્રષ્ટ થાઉં નહિ

નીતિને ત્યજી અનીતિમાં જાઉં નહિ

યોગ્ય નહિ એવાં અયોગ્ય કર્મ કરૂં નહિ

તો સમસ્ત દુનિયા મ્હને એક સાચો આર્ય કાં ન ગણે?

અથવા

તે મહાન્ પરમાત્મા મ્હારા ઉપર પ્રસન્ન કાં ન રહે?



# જાહેર વિજ્ઞપ્તિ.

નીચે લખેલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા આર્થિક સહાયની આવશ્યક્તા છે. ત્હેની વ્યવસ્થા થશે તો તે તમામ સાહિત્ય ક્રમે ક્રમે પ્રસિદ્ધ થશે.

૧ **અદ્વૈત-વીણા**
**અથવા**
**મુસાફરની પાપકથા.** — **દ્વિતીય ભાગ.**

પૃષ્ટ ૩૫૦ ( ટીકા સાથે ) ગુજરાતનું સર્વોત્તમ સાહિત્ય અને રસિકતાનું અપૂર્વ દર્શન. પ્રેમના વેદાન્તનું સર્વોત્તમ કાવ્ય.

૨ **માર્ગદર્શક મોહનિ !** પૃષ્ટ ૧૫૦ ( પ્રથમ અવતાર )

૩ **ચૈતન્ય-વીણા.** ( એક કાવ્ય ગ્રંથ ) પૃષ્ટ ૩૦૦.

૪ **કલ્પના કે સત્ય ?** ( એક અપૂર્વ નવલકથા ) પ્રથમ ભાગ.
,, ,, દ્વિતીય ભાગ.

૫ **વેદાન્ત વિજ્ઞાન.** પૃષ્ટ ૪૦૦.

૬ **આનું નામ તે ઉદ્ધારક !** ( કટાક્ષ સાહિત્ય. )

**તા. ક.** આર્થિક સહાય કરનારને એમણે રોકેલાં નાણાં ટૂકડે ટૂકડે વ્યાજ અને બીજા આર્થિક લાભ સાથે પાછાં આપવામાં આવશે. વધુ ખુલાસા માટે લખો અગર મળો.

લેખકઃ-
**ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.**
નં. ૨૬૦૧, શ્રીરામજીની શેરી;
ખાડીઆ-અમદાવાદ.

# આર્યભાવના.

( ગઝલ. )

અમ્હારી આર્યભુમિમાં, અમ્હારે મ્હાલવાનું છે
અમ્હારા આર્યમહિમાને, અમ્હારે પામવાનું છે
અમ્હારી આર્યજ્યોતિ જે, કદી ના થાય તે ઝાંખી,
અમ્હારે એ પ્રયત્નોમાં, જીવન આ આપવાનું છે. ૧

ભલે હોમાય મન-તન-ધન, અમ્હારા ઇષ્ટને માટે
પરંતુ રૂણ ભારતનું, અમ્હારે વાળવાનું છે
અમ્હારા દેશની સેવા, અમ્હારા ધર્મની સિદ્ધિ
અને એ ધર્મ સિદ્ધિમાં, બધું બળ પામવાનું છે. ૨

સદંતર સત્ય ઉપર પ્રેમ, જ્યારે રાખીએ ત્યારે
અમ્હારે સત્યની સુધાવડે સુખી થવાનું છે
અમ્હારી દેશભક્તિમાં, નિરંતર સત્ય કાયમ હો !
અમ્હારા આર્યરૂધિરમાં, સબલ એ સત્ય કાયમ હો ! ૩

નિરંતર સત્ય બોલીશું-સદંતર સત્ય શોધીશું
હમેશાં સત્ય વર્ત્તીશું, વિજય એમાં અમ્હારો હો !
અમ્હારા હક્ક ભોગવવા, અમ્હારૂં સત્ય ફળવાનું
અમ્હારૂં શ્રેય એમાં છે અને સૌ ઇષ્ટ મળવાનું ! ૪

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.